# સુરતમાં આગનો કોપ.

બનાવનાર.
ત્ર. ભાઈશંકર પુરૂષોત્તમ. લસુંદ્રાના.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
બુ. જમનાદાસ લલુભાઈ તથા
બુ. મનસુખલાલ મગનલાલ.



અમદાવાદમાં.
પાનકોરને નાકે ધાંચીની વાડી મધ્યે
એંગ્લો વર્નાક્યુલર પ્રિન્ટિંગ પ્રેસમાં
નથુભાઈ રતનચંદે છાપ્યો.

સંવત ૧૯૪૫.——સન ૧૮૮૯.

કીંમત ૯ પાઈ

# સુરતમાં આગનો કોપ.

## રાગ પરજ.

અગ્ની અતીશે ઉપન્યો રે બાળ્યુ સુરત શહેર,
ભડકા થયા ભય પાડતા કીધો કારમો પેર. અગ્ની

બળી ભાગોળ બુરાનપુરીરે જ્યાંછે વસ્તી અપાર,
લકડ પીઠાનાં બાળાં લાકડાં કરે લોકો પોકાર. અગ્ની.

બળીયું બજાર સહુ શાકનુંરે વળી સરૈયા ઓળ,
કોટી રકમ રક્ષા થઈ લાગી મોટેરી પોળ. અગ્ની.

શેહેર તણી સોભા હતી રે રૂડું ભારે બજાર,
વેપારીયો વસતા હતા હતી દુકાનો હાર. અગ્ની.

વાળ્યુ સત્યાનાશ સર્વનુંરે કીધાં રાંકડા જન,
અગ્નીએ કોપ દેખાડીઓ કરે લોકો રૂદન. અગ્ની.

બુરાન પુરાને પુરૂ કરી રે લકડ પીઠાને લીધ,
સળગાવીયું સૈયદપુરા સહુ રાખોડી કીધ. અગ્ની.

બંગડીવાડ વણુસાડીનેરે ઝાલ્યા બંગલા અપાર,
એક જગ્યાથી બીજે જઈ માર્યો સૌ કોને માર. અગ્ની

હરીપુરાને હરાવીયું રે લીધી ધોબીની પોળ,
લવાર અને સરૈયા તણી બાળી ઉત્તમ ઓળ. અગ્ની.

લંકાનીપેરે લાગતારે લોકો કેરા અવાસ,
ચારે પાસે ફરીવળી થાય સર્વે ઉદાસ. અગ્ની.

હરી પુરાને પણ ખાઈનેરે ઝાલી સડક બજાર,
નવા પુરામાં નાસી ગઈ બાળી ખુદેલ વાર. અગ્ની.

લીમડા ચોક લગાડીઓરે તપ્યુ રાણી તલાવ,
એવિના અન્ય જગ્યા સહુ થયા માઠા બનાવ. અગ્ની.

સળગાવી શાકવાડી સહુરે લીધી ડબગર ઓળ,

ભડકા થયા કાંસકી વાડમાં લાગી ધોબીની પોળ. અગ્ની.

વડ ભવાનીનો જે હતો રે થયો ભષ્મ આવાર,
હીંગળોક પોળ હારી ગઈ થયું જાન અપાર અગ્ની.

ઉપડી રૂને ટેકરેરે વળી બાળ્યુ છે ઘાસ,
દીનશાજીનો મેહેલો થયો પળમાં વીનાસ. અગ્ની.

નાણાવટી ઓળ આગળેરે સળગી ઉઠી છે આજ,
ભાગા તળાવ સુધી આવીયુ ખોઈ લોકની લાજ, અગ્ની.

આહાકાર થયો અતીરે જોઈ અગ્નાની ઝાળ;
ગભરાયા સહુ જોઈને વૃદ્ધ જુવાન બાળ. અગ્ની.

**મહા કોપ થયો કળી કાળમાં જો—એ રાગ.**

પ્રભુ કોપશો કર્યો ને આતે શું થયું જો,
શેહેર સુરત સરીખુ બળી ગયું જો. પ્રભુ કોપશો ટેક,

અપરાધ શો થયો છે તેહે લોકનોજો.
શાથી દીવસ દેખાડયો મહા કોપનો જો. પ્રભુ.

ધનવાન જે હતા તે નિર્ધન થયા જો.
હતા મંડાએલા તેહ ઉખડી ગયા જો, પ્રભુ.

મોટી હવેલી જરૂખા ગોખ માળીયાં જો,
બાગ બંગાલા ને બળી ગયાં જાળીયાં જો. પ્રભુ.

ચઈતર સુદ ઓગણીસ પીસતાળીસમાં જો,
તીથી બીજી વાર શોમ થઈ રીસમાં જો. પ્રભુ.

સુરત વાશી લોકનું નશીબ જાગીયુ જો,
શેહેર પુર્વ દીશા તરફથી લાગીયું જો. પ્રભુ.

મહા કોપ થકી અગ્ની પ્રગટ થયો જો,
જોતા જોતામાં તે શહેર ફરી ગયો જો. પ્રભુ.

ઉંચા આકાશમાં ભડકા થયા જો,

જોઇ લોકના તો હોંશ ઉડી ગયા જો. પ્રભુ
ફુટે છાતીઓ ને રડે નર નારીઓ જો.
દેખી બળતી હવેલીઓની બારીયોજી. પ્રભુ.
અરે દૈવ હાય હાય આતે શું થશે જો,
મારી મોટી હવેલી આ બળી જશે જો. પ્રભુ.
કોઈ કહે મેં તો હમણાં નવું કર્યું જો,
ભરપુર રંગ રાચથી સહુ ભર્યું જો પ્રભુ.
કોઈ કહે માલ ભર્યો મેં તો માળમાં જો,
જોઇ દોડીને હું આવ્યો અહીં ફાળમાં જો. પ્રભુ.
એમ પોકાર કરે છે સહુ બાપડા જો,
દેખી દવ આ અપાર આગ આપદા જો. પ્રભુ.
વળી માનતા રાખે છે કોઈ દેવનીજો,
રણછોડજી મહાદેવ કેરી શેવની જો. પ્રભુ
કાળ ભેરવનુ માન માતા જોગણી જો.
કોઇ જઇને જગાડે શક્તિ ભોગણી જો. પ્રભુ.
કહે વિપ્રને જમાડી દાન આપશું જો,
વળી કાશીએ દર્શન માટે જશું જો પ્રભુ.
એવી માનતા માને છે બહુ નારીઓ જો,
દોડા દોડ કરે બહુ વેપારીયો જો. પ્રભુ
તેમ તેમ અગ્નિ રૂપતો પ્રકાશીયું જો,
થયો કોપ આ પ્રભુનો એમ ભાશીયું જો પ્રભુ.
પોળ શેરી અને મેહેલ મોટાં લાગીયા જો,
અગ્નિ જોરથી તો બંગલા બાગીયાજો. પ્રભુ૦
પેટ કુટતાં વેપારી આવે દોડતાજો,
હાયહાય કરી બુમ બહુ પાડતાજો. પ્રભુ૦
બાળ બચ્ચાંને વીસાર્યાં નીજ ધામમાંજો,
દોડ્યા લોક કેરા થોક ઘણા ગામમાંજો. પ્રભુ૦
અરે હાય આ જુલમ પ્રભુ શો થયોજો,
મારોબંગલો બજારનો બળી ગયોજો. પ્રભુ૦

એમ હજારો પુરૂષ કરે વેખલાંજો,
રોડે છોકરાં માબાપ વિના એકલાંજો. પ્રભુ૦

ઝાળ આકાશ સામી ઉડે છે વેગમાંજો,
થાય અવાજ અતિશે જાણે મેઘનોજો. પ્રભુ૦

ચારે પાસથી સળગે છે ઘર સાગટાંજો,
થાય માણુસ અપાર ત્યાં એકઠાંજો. પ્રભુ૦

જોઈ ત્રાસ થાય રદય ઘણું ડળવળેજો,
દેખ્યા ખમાય નહી હવેલીયો બળેજો. પ્રભુ૦

માલ વેપારી તણો તો બળી જાય છેજો,
મોંઘી ચીજ સહુ વાટમાં વેરાય છેજો. પ્રભુ૦

મોટા પાટડા છે સાગ શીશમ તણાજો.
બળી જાય છે હવેલીના ઘાટ છે ઘણાજો. પ્રભુ૦

## ઓય હાયરે પાણીને ધુમસા—એ રાગ.

ઓય હાયરે કેર થયો કળી કાળમાં;
બળ્યુ શેહેર સુરત સહુ જાળમાં. ઓય હાયરે. ટેક
કોપ અગ્નીએ કેવો કીધો.
મોટા બંગલા તણો ભાગ લીધો રે. ઓય હાયરે. ૧
રૂડા રંગની હવેલી બળી જાય છે,
તેના રંગની રાખોડી સહુ થાય છે રે. ઓય હાયરે. ૨
શેરી પોળને દુકાન સહુ ભારી,
જોઈ આગને રહ્યા સહુ હારી રે. ઓય હાયરે. ૩
કુટે નારીયો છાતી અને શીસ;
કહે કેમ રૂઠ્યા જુગદીશ રે. ઓય હાયરે. ૪
માલ દુકાનના ભડકા જણાય;
ઝાળ ગગન સુધી તેની જાય રે. ઓય હાયરે ૫
પોક મુકી વેપારી સહુ રડતા,
જોઇ અગ્નીને ઉંધા પડતા રે. ઓય હાયરે ૬

કરે પાંડાઓ ઝાઝા પોકાર,
હવે કેમ થાશે કીરતાર રે. ઓય હાયરે. ૭
બહુ બાળકો રડે છે તહાં આવી;
જોઈ આગને આંખોમાં જળ લાવી ઓય હાયરે. ૮
ફેરા ફેરા કરે છે બંબાવાળા,
થયા ઝાળ વડે સરવે કાળા રે. ઓય હાયરે. ૯
પાણી પાણી કહીને બૂમ પાડે;
સહુ પખાલીની બુમો પાડે રે. ઓય હાયરે. ૧૦
મારે બળદને દોડા દોડ કરતા;
ઘણા ગાગર લઈ મળી ફરતા રે, ઓય હાયરે. ૧૧
મુનસીપાલેટીના માંણસો આવે;
બંબાવાળાને બુમથી બોલાવે રે. ઓય હાયરે. ૧૨
એમ સહુજન મેહેનત કરતા;
પણ પ્રભુ રૂદે નથી ધરતા રે. ઓય હાયરે. ૧૩
સહુ માણસો ઓળવવા વળગે;
તેમ તેમ આગ બહુ સળગે રે. ઓય હાયરે. ૧૪
એક ઝાલ્યુ અને બીજુ ઝાલે,
મોટાં મકાન નીચે પાડે રે. ઓય હાયરે. ૧૫
બારી બારણાં કમાડ સહુ લાગે;
મોટા પાટડા બળી બળી ભાગે રે. ઓય હાયરે. ૧૬
ડોશીવાણીઆ કંદોઈને કુંભાર;
પાડે પીટણીને રડતા સુતાર રે. ઓય હાયરે. ૧૭
ગાંધી કાછીઆ ઘાંચીને તંબોળી;
રડે દરજી સોનીને બહુ કોળી રે. ઓય હાયરે. ૧૮
માદરપાટને રેજા બળી જાયે;
ધોતી જોડાને છીંટ રોળાય રે. ઓય હાયરે. ૧૯
છાલ છીદરી ગવનના સાળુ;
બળે સાડી જરી કામ વાળુ રે. ઓય હાયરે. ૨૦
ડોશી વાણીયાતો એમ લુંટાયા;

ગાંધી હાટમાં રહી ગભરાયા રે ઓય હાયરે. ૨૧
આવ્યુ જોતા જોતામાં ગાંધી ઘેર;
બળ્યુ કરીયાણું ભરી પીપેર રે. ઓય હાયરે. ૨૨
સુંઠ જીરૂ વલીયારી બદામ;
ખાંડ ખારેક ખજુર કીધા શામરે. ઓય હાયરે. ૨૩
તજ લવીંગ સોપારી સારી;
જાયફળને જાવંત્રી રૂપાળી રે. ઓય હાયરે. ૨૪
એમ ગાંધી ઝપેટમાં આગે આવી;
પછી કાછીઆ લીધા છે બોલાવી રે. ઓય હાયરે. ૨૫
દુધી રીંગણાં બટાટા કારેલાં,
કોળુ તુરીયાં રૂડાં સમારેલાં. ઓય હાયરે. ૨૬
વાલ પાપડીને ઘીલોડાં કેવાં,
થયાં આગથી તે કોયલા જેવાં રે. ઓય હાયરે. ૨૭
તંબોળીનાં તો પાન બળી જાય છે,
મોંહુથી કાથો ચુનો ઉભરાય છે રે. ઓય હાયરે. ૨૮
નાસા નાશ કરે છે મેરાઈ,
ગજ કાતર સોઈને સાઈ રે. ઓય હાયરે. ૨૯
સોની લોભી કેરા જીવ જાય,
દેખી આગને અતી ગભરાય રે, ઓય હાયરે. ૩૦
શેવ મમરા ને ભજીઆં ભજેલાં,
થાય ભડકા તે તેલનાં તળેલાં રે. ઓય હાયરે. ૩૧
હાય હાયરે કુટે છે ઘણા છાતી,
તેમ તેમ આગ આગળ જાતીરે. ઓય હાયરે. ૩૨
પાણી છાંટી બંબાવાળા થાક્યા,
ઘણા તાપ થકી પાછા ભાગ્યા રે. ઓય હાયરે. ૩૩
દૈવ કોપ આતો આગ નથી ભાઈ,
કરવા શીક્ષા સુરતને બોલાવી રે. ઓય હાયરે. ૩૪
થયો કેર અચાનક કેવો,
આગળ ઉપન્યો હતો તહાં એવો રે. ઓય હાયરે. ૩૫

વળી રેલે તાણ્યુ હતુ ત્યારે,
થઈ આગ વળી ત્યાં અત્યારે રે. ઓય હાયરે. ૩૬
એમ આફત અનેક આવી પડતી,
પ્રજા સુરત તણીને બહુ નડતી રે. ઓય હાયરે. ૩૭
પ્રભુ કેટલું ખમે તેહ દુઃખ,
નથી દીઠુ જનમ માંહી સુખ રે. ઓય હાયરે. ૩૮
પ્રતીવર્ષે વીઘન ત્યાં થાય,
બળે આગથી કે રેલેથી તણાયરે. ઓય હાયરે. ૩૯
પ્રભુ વાંક ગુનો કરો માફ,
અમો પુત્ર તમો મા બાપરે. ઓય હાયરે. ૪૦
ગોવરધનની અરજી ઊર ધરજો,
સુરત શેહેર પર કૃપા કરજો રે. ઓય હાયરે. ૪૧

## સુરતના લોકોને આપેલી મદદ.

### દોહરો.

જામનગરના રાયજી જામ સાહેબ છે નામ.
પાંચ હજાર આપીને કીધુ ઉત્તમ કામ.
ભાવનગરના ભુપ જે તખ્ત સીંહ મહારાજ,
પાંચ હજાર અર્પણ કરી સાર્યુ સૌનું કાજ.
ગાંડલના મહારાજ એ ભગવતસિંહ છે ભુપ,
એક હજાર આપી ને કીધુ કામ અનુપ.
મુંબાઈના જે શેઠજી દીનશાજી છે નામ,
આગ વેળા આગળ થઈ રૂડું કીધું કામ.
રાવ બહાદુર ઈલકાબથી જગજીવન કહેવાય.
શેઠ જુવો બેહેરામજી દાકતરથી ઓળખાય.
અન વસ્ત્ર આપ્યાં અને સંતોષ્યા સહુજન;
ઈશ્વર અવીચળ રાખજો કહું છું હું ધન્ય ધન્ય.

સમાપ્ત.